# ખુદાને મલવાનો માર્ગ.

Reg. No 52.

દીનશાહ સોરાબજી પાંઉવાલા,

હોંગકોંગ.

બીજી આવૃત્તિ.

૧૯૨૨.

# ખુદાને મલવાનો માર્ગ.



દીનશાહ સોરાબજી પાંડેવાલા,

હોંગકોંગ.



બીજી આવૃત્તિ.



૧૯૨૨.

આ પુસ્તક દીનશાહ શાપુરજી મસાનીએ મુંબઈના કોટમાં, નં૦ ૫૭-૫૯, કાવસજી પટેલ સ્ટ્રીટ ખાતે, ધી "ક્રેશો-ગર્દ" પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યું છે, અને મી૦ હોમી પેસ્તનજી દારૂવાળાએ, નં૦ ૧૪૦, બઝાર ગેટ સ્ટ્રીટ. કોટ, મુંબાઈ મધ્યે પ્રગટ કર્યું છે.

ઓ પરવરદેગાર !

સર્વથી પ્રથમ, સર્વમાં પ્રથમ

હજારો હજાર

લખો લાખ

કરોડો કરોડ

નમન **તને** મારા હોજો!

**એક**

સર્વ સર્જના આધાર

દમદમ

**તને** મારા નમન હોજો!

તારે ચર્ણે તારૂંજ

ધરૂં છું.

# પૂર્વ શબ્દ.



આ જમાનો સાહિત્યનો છે. ગુજરાતી ભાષામાં દીનઉગત સંખ્યાબંધ પુસ્તકો બહાર પડે છે, જેમાં સારાં, નરસાં કે ગમે તેવાંનો વધારો થાય છે. સાહિત્યના આ મહાસાગરમાં મારા મિત્ર મી૰ દીનશાહ સોરાબજી પાંઉવાળાનું એક પાન તરતું કરવાને મને ખુશાલી ઉપજે છે. મી૰ દીનશાહ કોઇ જાણીતા લેખક નથી;— તેમની આ પહેલીજ કોશેશ છે. એ ભાઇ કાંઇ અવસ્તા અભ્યાસી નથી; નથી તેઓ થીયોસોફીસ્ટ કે નથી સાહેબદીલાન. એ ભાઇ કોઇ વિદ્વાન, પંડીત કે સ્કૉલરનું ડોલ ઘાલતા નથી. તેઓ એક સાદા, નમ્ર અને શરમાળ ગ્રહસ્થ છે; પણ આદમ જાતને કાંઇ ઉપયોગી થઇ પડવાની આતુર ઇચ્છાથી એ ભાઇએ તદન સાદી ભાષામાં પોતાના કેટલેક દરજજે અનુભવેલા વિચારો ખુલ્લે દીલે જાહેર કીધા છે. આજે જ્યારે સંસારની બેહદ ખટપટમાં વીંટલાઇ ગયલાં કેટલાંક લોકોને મિનોઇ જ્ઞાનના વાંચણ માટે કે અભ્યાસ માટે પુરતો વખત મળતો નથી ત્યારે તેઓને આ નાનું પુસ્તક એક અમુલ્ય ભોમિયા તરીકે ઉપયોગી થઇ પડશે એવી આશા છે.

**ચેરાગ ઑફીસ,**<br>**વાઘરેચ,** તા૰ ૧ લી<br>સપ્ટેમ્બર ૧૯૧૯.

**નશરવાનજી ફ. બીલીમોરીયા.**

# એક અતિ નમ્ર વિનંતિ.



વ્હાલા ભાઇઓ અને બ્હેનો,

આ નાની ચોપડી વાંચી તમારી પાસે એક ઠેકાણે નહિ રાખી મુકતાં, મેહેરબાની કરી તેને તમારાં કુટુંબ, મિત્રો અને પીછાનવાળાઓમાં અવારનવાર એકકાને વાંચવા આપશો તો આ અદના સેવકપર તમારૂં ભારે હેસાન થશે. સાથે તે ભલાં કામનો બદલો ખુદા તરફથી તેના વખતે જરૂર તમોને મલશે.

દી. સો. પાં.

# ખુદાને મલવાનો માર્ગ.

## સાંકળિયું.

ખુલાસો.

શરૂઆત.

## પ્રકરણ ૧ લું.

## પ્રકરણ ૨ જું.





## પ્રકરણ ૩ જું.





**શાંતિ.**

# ખુલાસો.



દરેક માણસ જાતના જીવની આખર નેમ એકજ છે કે ખુદા સાથે એક થવું. તે પાર પાડવાને માટે ગુરૂ કે સતસંગની ખરી જરૂર છે. પણ સાચ્ચો ગુરૂ કે સતસંગ મેલવવાની સઘળાંની સરજંત હોતી નથી. તેવા સંજોગોમાં સારી લાયક ચોપડી ઉપયોગી થઇ પડે છે. "ખુદાને મલવાનો માર્ગ" એ વિષય એટલો તો ગંભીર અને ઓહોલો છે કે તેને મહાન પુરૂષો પણ સંપૂર્ણ રીતે પોંહોંચી વલ્યા નથી, તો પછી મારા જેવા એક નાચીઝની તે શી ગતી? ખચિત કાંઇજ નહિ. પણ બીજા હાથપર સંસારમાં એવાં ઘણા ભાઇબંધો છે, કે જેઓ આ સંસારની ઝુસરીમાં એવાં તો સખ્ત રીતે વીટલાયલાં હોય છે કે તેઓ બીચારાંઓથી અનેક કારણોસર તેમાંથી બહાર ડોકું કાઢી જરાપણ રોશનીમાં જોવાને બનતું નથી, તેવાંઓને માટે ખાસ આ નાની ચોપડી છે. ખુદા કરે ને આ ચોપડીથી તેવાં ભાઇબંધુઓને થોડીબી રોશની દેખાય અને ભવિષ્યમાં કોઇ હરીજણના જીગરમાં તેવાંઓને માટે સાચ્ચી મોહબત ઉત્પન્ન થાય અને આવી બાબદ ઉપર વધુ સારી ચોપડી લખાઇ મુફત વેંહેચાય, યાતો કોઇ પરમાર્થી સહૃજણ કાંઇપણ નફાની નેમ વગર તેવી ચોપડી મૂળ કિંમતે વેચે, જેથી તેવાં આપણાં ભાઇઓ અને બહેનોને ખરો માર્ગ સુજે. ઉપલો ખુલાસો આ નાની ચોપડી લખવાનો મારો એકલો હેતુ છે.

પુસ્તક લખવાની આ મારી પહેલીજવારની કોશેશ છે. અને તે "ફ્રૅગ્મેન્ટરી" એટલે કટકે કટકે લખાયું છે, એટલા માટે જો તે સીલસીલાબંધ ન જણાય, તેમજ આ ચોપડીમાં મારી કાંહીબી બીજી કસુર ખામી કે ભૂલચુક નજર પડે, તેને માટે હું ઘણીજ નમ્રતાથી દરગુજર ચાહું છું.

મારા વડીલ વહાલા મિત્ર ભાઈ નશરવાનજી ફરામજી બીલીમોરીયાનો અંતઃકરણથી ઘણોજ ઉપકાર માનું છું, જેવણે આ લખાણ તપાસી અને છપાવી તૈયાર કરાવવાની સઘળી મેહેનત બુઝોર્ગ વયે અને લથડતી તબીયતે લીધી છે. ભાઈ નશરવાનજી બીલીમોરીયા જેવા ઠરેલ અભ્યાસી અને મેહેનતુ નરને હાથે મુજ અદનાનું આ લખાણ પસાર થયું છે તેને માટે તેમજ ખુદ આ લખાણ હસ્તીમાં આવ્યું છે તેને માટે હું ખરાં જીગરથી ખુદાના હજારો હજાર હેશાનો માનું છું. **જેને** સઘળું શરૂઆતથી આખર તુલીક આ કમીની જીંદગીનો દમેદમ આભારી છે.

**દીનશાહ સોરાબજી પાંઉવાળા,**

c/o H. Ruttonjee & Son,

Hongkong.

**હૉંગકૉંગ,** તારીખ ૨૭ મી મે, ૧૯૧૯.

રોજ ફ્રવરદીન, માહ આદર, ય. જ. સને ૧૨૮૮.

# ખુદાને મળવાનો માર્ગ.



## શરૂઆત.



ખુદાએ તેનાં દરેક ગમે તેવાં દુઃખી યા પાપી બાળકોને "ખુદાને મળવાનો માર્ગ" તેઓની સાથેજ હમેશાં આપી રાખેલો છે. જ્યારે ચાહે ત્યારે તે માર્ગપર તેઓ પગ મુકી શકે છે. તેઓ તે માર્ગ ક્યારે પુરો કરી રહે તે તેઓની લાયકાત અને ચાલુ મેહેનત ઉપર આધાર રાખે છે. તે માર્ગ મિનોઈ જાન છે અને તેનો દરવાજો માણસનું મન છે.

---

આ માર્ગ ઉપર પગ મુકવા આગમજ એક માણસે ચોકસ લાયકાતો થોડી ઘણી મેળવી કેટલેક દરજ્જે તૈયાર થવાની જરૂર છે, તે સમજાવવાની આ નાની ચોપડીમાં અદના કોષેશ કીધી છે.

# ખુદાને મલવાનો માર્ગ.

## પ્રકરણ ૧ લું.

### જીગરની સચ્ચાઇ.

**આપણે** મોંહેથી નીકળતું રહે છે કે "કુલ દુનિયાનો **માલેક** આપણો મિનોઇ **પિતા દાદાર અહોરમજદ** છે; **તેજ** દરેક બાબતમાં એકલો આધાર છે. સઘલું જે થયું છે, થાય છે અને થશે તે **તેનાથીજ** છે. ટુંકમાં સર્વમાં સર્વ **તેજ** છે." જો આ શબ્દો માત્ર મોહેથી નહિ પણ જીગરમાંથી નીકળતા હોય અને જીગરમાં શબ્દે શબ્દ લાગતા હોય તો આપણામાં હવે **તે** દયાળુ **પિતાને** પીછાનવાની શરૂઆત થવા માંદી છે.

કહેવાતો સુધારો આપણે ઢોંગી કેમ બનવું તે બતાવે છે. મનમાં જ્યારે એક વાત હોય ત્યારે મોંહેથી તે બીજી વાત કરવાને શિખવે છે. એને સભ્યતા, અદબ અને કોઇ વખત કેળવણી એવાં નામો આપવામાં આવે છે. જો આવો "સુધરેલો" જમાનો આવીજ જાતની અદબ અને સભ્યતા શિખવતો હોય અને કેળવણી આપતો હોય તો આવી અદબ, સભ્યતા અને કેળવણીથી બેનશીબ રહેવું બહેતર છે. કારણ કે આવી રીતો ચાલુ રહેવાથી જીગરની સચ્ચાઇ આસ્તે આસ્તે કમી થતી જાય છે. **ખુદાને** પોહોંચવાને માટે જીગરની સચ્ચાઇ અને નીખાલેસ મોહબતની પહેલી જરૂર છે. આ બે સદ્ગુણો આપણી પાંખો છે, જે વડે ઉડી **તે** દયાળુ **પિતાની દરબાર** આગળ જઇ પોહોંચીયે છિયે.

# કિમતી કલાક.

બામદાદનો પહેલો કલાક ઘણીજ સારી રીતે ભલા, શાંત અને ખુશ વિચારો સાથ પસાર કરવો જોઇએ. જેથી તેની પછ-વાડેના કલાકો એકએકના ખેંચાણથી આપોઆપ સારા પસાર થાય છે. થોડો વખત ખંતથી એ બાબદપર ધ્યાન આપવાથી પછી આપોઆપ તેવી ટેવ પડી જાય છે, અને આંખો દહાડો શાંતીમાં પસાર થાય છે. મનની બાબદમાં એક નવો દિવસ એક નવી જીંદગી છે. સહવારના એક ભલા કલાકની અસર આખા દિવસ ઉપર થાય છે. સારી રીતે પસાર કીધેલા દિવસની અસર રાત્રે નિદ્રામાં બારીક શરીરોપર થાય છે. અને આવી રીતે દિન અને રાતની ભલી અસરો આખી બાકી જીંદગી ઉપર થાય છે, અને તેને અનુસરી મીનોઇ જીંદગી બંધાય છે. ભલી રીતે બંધાયલી મિનોઇ જીંદગી ખુદાને મલવા જવા માટેનો એક પુલ છે. આ સઘલાંની શરૂઆત, જો બરાબર જીગર અને ખંતથી ઉપર સુચવ્યા પ્રમાણે વર્તીએ તો, તે માત્ર સહવારનો એક કલાક છે.

શરૂઆતમાં આખા દિવસમાં ઘણી વખતે ભલા થવાની કોશેશોમાં નિષ્ફળ થઇશું; પણ ચાલુ મહેનત અને ખંતથી કોશેશો ચાલુજ રાખવાથી એક દિન નિષ્ફળના રસ્તામાંથી નીકળી જશે. જેવા આપણે અંતરમાં વિચારો ધરાવતા હોઇયે તેવાજ બીજા વિચારોને હમેશાં ખેંચતા રહિયે છિયે, અને તેને અનુસરી પોતાને અનદીઠ રીતે બનાવીયે છિયે. માટે આખા દહાડાના અને ખાસ કરી દિવસની શરૂઆતના વિચારો ઉપર ઘણુંજ ધ્યાન આપવું ચાહવું લાયક છે.

## બંદગી.

બંદગીના ફાયદાઓ આપણે સાધારણ રીતે જાણીયે છિયે તેના કરતાં ઘણા વધુ અને ઘણા કિંમતી છે. બંદગીની અસર ચમત્કારી છે. ખરી બંદગી દુઃખી દિલોને દિલાસો છે, સુખીઓને માટે શાંતિનું સ્થળ છે; ખરાં જીગરની કાંઇપણ બદલાની આશા વગરની બંદગી ખુદા સાથે જોડી આપનારૂં એક સાધણ છે. ગરીબ અને તવંગર બન્નેનો તે એકસરખો સાચો સાથી છે.

બંદગીની બીજી મતલબ અને બીજો ઉપયોગ કમીના થવામાં છે. જ્યારે એક માણસ કમીનો બની પોતાનું કમીનાપણું અંતરમાં જુવે છે ત્યારે તે મીનોઇ **પિતાની** નજરમાં મોટો બને છે. માણસ જ્યારે ખરો કમીનો બને છે ત્યારે તે કુદરતને વધુ પીછાનતાં શિખે છે.

બંદગીનો ત્રીજો ફાયદો અને ઉપયોગ પારકાનું બીનસ્વાર્થી ભલું કરવાનું કિંમતી હથીયાર છે; પારકાનું બીનસ્વાર્થી ભલું કરવાથીજ પરમસુખ આવી મલે છે; અને સાથે આપણામાં ખુદાઇ ગુણોનો વધારો થાય છે. આ સઘળા પ્રાર્થનાનાજ પ્રતાપ છે.

થોડીવારની જીગરની કાંઇપણ બદલાની આશા વગરની બંદગી એ ખુદા સાથની અનદીઠ ગોફતેગો છે. જ્યારે **પરવરદેગાર** જે કુલ જગતનો એકલો **માલેક તે** આવી રીતે આપણી સાથે સંબંધમાં રહે ત્યારે **તેનાં** નાચીજ બાળકોને કેઇ ચીજની તંગી રહે?

બંદગીની એક વધુ ખાસ મતલબ ધ્યાનમાં રાખવાની છે. આખા દહાડાનું કામ તે પણ એક ખરી બંદગી છે. સાચ્ચાં, પ્રમાણીક અને ખુશ જીગરે બજાવેલું આખા દહાડાનું કામ ખરી

જીંદગી છે. શેઠ યા નોકર બન્ને હાલતમાં ઉપર બેઠેલાજ એકલા શેઠના આપણે નોકરો છિયે. જેવા સંજોગોમાં મુકાયા હોઇએ તેવામાં પ્રમાણીકપણે **મિનોઇ શેઠ**ની નોકરી કરવી અને તેના બાળકો અને પેદાયશોની સંભાલ લેવી, તે દમેદમની ચાલુ સાચ્ચી ભકિત છે.

## વિચાર (મન).

આખી જીંદગી વિચારો (મન) ની બનેલી છે–આખી જીંદગીનાં સુખ–દુઃખનો આધાર અને જવાબદાર વિચારો (મન) છે. કોઇબી ચીજ કાબુમાં લાવવી મુશકેલ હોય, તેમજ કાબુમાં ચાલુ કોશેશોથી લાવવા લાયક હોય, તો તે વિચાર (મન) છે. એક ઇનસાનને એક ફરેસ્તામાં કે એક સેતાનમાં બદલી નાખનાર પણ વિચાર (અને તેનું મન) છે. એની ખરેખરી ખુબી **સદ્ગુરૂ અષો જરથોશ્તે** હજારો વર્ષોપર સંપૂર્ણ રીતે પીછાણી હતી, જેને આધારે માત્ર ત્રણ શબ્દો (મનસની, ગવશની, કુનશની) માંજ પોતાના આખા મહાન શીલસુશીભરેલા ધર્મની ખુબીઓ અને તેનું શિક્ષણ સમાવી દીધું છે. હજારો આફ્રીન **તેના અષો ફ્રોહર** ઉપર હોજો!

થોડી મીનીટો રોજ, ખાસ કરીને રાત્રે, આખા દિવસના વિચારો કેવા હતા તેની તપાસ જરૂર લેવી. આખો દિવસ કેવા વિચારો અને કામો કીધાં હતાં તે સીલસીલાબંધ તપાસી જવાની ટેવ રાખવાથી વિચારો અને કાર્યો કેવાં હોય છે તે માલમ પડે છે. ખોટા વિચારો કે ખોટાં કામો થતાં હોય તો તેને શરૂઆતથીજ દાબી દેવાની ટેવ રાખવી–તેઓને મજબુત થવા દેવું નહિ. ખોટા વિચારો કે કામોથી બચવાને માટે સર્વથી સરસ ઉપાય એજ છે કે તેની સામેનો સારો વિચાર કે સારૂં કામ હમેશાં

ધ્યાનમાં રાખવું. જ્યારે ખોટા વિચારો આવે કે ખોટું કામ કરવાને જીવ લલચાય, ત્યારે તુરત તેની સામે જે ભલો વિચાર કે સદ્ગુણ હોય તેનાપરજ મનન કરતાં રહેવું. આથી ધીમે ધીમે અને આપોઆપ તે ખોટો વિચાર કે ખોટું કામ કરવાની લાલચ દૂર થશે. એજ મુજબ આપણામાં કોઇ દુર્ગુણ કે નબળાઇ હોય તેનો બીલકુલ વિચાર કરવોજ નહિ, પણ તેની સામેના સદ્ગુણ કે શકિતપરજ વિચાર કરતાં રહેવું. દાખલા તરીકે જુઠું બોલવા-ની ટેવ હોય તો સત્ય શું છે, તેના કેવા ફાયદાઓ છે, સત્યથી બીજી કોઇ ચીજ દુનિયામાં જાસ્તી નથી, સત્યથી **સદ્ગુરૂ** અને **ખુદા** મળી શકે છે, એવા વિચારો કરતાં રહેવું. મન એક્કી વખતે એકજ જાતનો વિચાર કરી શકે છે—મન વિચારો કરી કરીને આપણને ચાલુ ઘડે છે—તેથી સર્વથી સલામત રસ્તો એજ છે કે ખોટા વિચારો કદી કરવા નહિ; અને જો તે કદાચ આવી જાય તો તુરત બીજા ભલા વિચારો ઉપર મનન કરવા મંડી જવું. આવી ટેવ ચાલુ રાખવાથી ખોટા વિચારો કે ખોટાં કામો કરવાની લાલચ ફાવી શકશે નહિ, અને આખરે મનની વલણ સારા વિચારો અને સારાં કામોપરજ ચોંટેલી રહેશે. ચાલુ ને ચાલુ સચ્ચાઇ ઉપર વિચારો કરતા રહેવાથી જુઠાણું આપણને જીતી શકશે નહિ. જાત-પરજાત, ગરીબ-તવંગર, દુ:ખી-સુખી, ભલા-ભુંડા એ કશાના તફાવત કે અંતર વગર મોહબતના વિચારો સર્વને માટે ચાલુ કરતા રહેવાથી ધિક્કાર કે અનગમો વળગશે નહિ. ડહાપણના વિચારોમાં ચાલુ રહેવાથી અજ્ઞાનપણું હંફાવી શકશે નહિ. આ સઘળાનું પરિણામ એ છે કે જેવા વિચારો ચાલુ કરીશું તેવાજ આપણે જાણતાં કે અનજાણતાં પોતાને બનાવીશું.

ખુદાની દોસ્તીને લાયક થવાને સઘળી લાયકાત મંદ હાલતમાં આપણામાંજ રહેલી છે. તેને ભલા વિચારોના પાણીથી સજીવન કરી ઉપયોગમાં લેવાની છે. ખુદાને શોધવાને માટે બહાર જવાની જરૂર નથી—તે અંતરમાંજ રહેલો છે. સત વિચારોથી મિનોઇ જ્ઞાન મેલવી તેને અંતરમાંજ બને તેટલો અનુભવી લેવાનો છે.

## અભ્યાસ (વાંચન).

રોજ થોડોબી અભ્યાસ અને વાંચન ચાલુ રાખવાની ઘણી અગત્ય છે. અભ્યાસ એવી બાબદનો પસંદ કરવો કે જે આ અને પેલી બન્ને દુનિયાંઓમાં કામ આવે. તે એવો હોવો જોઇયે કે જેથી ધર્મ, ફીલસુફી, વિદ્યાઓ અને ખુદાની મોહોતાઇ અને મોહબતનો જાસ્તી અને જાસ્તી ખ્યાલ થતો રહે. અર્ધો કલાક અભ્યાસ કરવાનું બની શકતું હોય તો પા કલાક વાંચી. પા કલાક તેપર સારી રીતે વિચાર કરવો વધારે ફાયદાકારક છે.

મિનોઇ માર્ગના જીજ્ઞાસુએ રોજ થોડો વખત પોતાને માટે એકાંતમાં, પછી તે અભ્યાસમાં કે કોઇ બાબદ કે ચીજનું ધ્યાન ધરવામાં, કે કોઇ ઉંડી ફીલસુફીભરી બાબદનો વિચાર કરવામાં જરૂર રોકવો જોઇએ.

## કેળવણી.

કેળવણી આંખનું રત્ન છે. કેળવણી વગરની જીંદગી બરબાદ છે. કેળવણીની શરૂઆત જયારથી એક બાળક પોતાની માતાને પાળનામાંથી પીછાનતાં શિખે છે. ત્યારથીજ થવી જોઇએ. આગળ ચાલતાં જે કેળવણી મોટી ઉમરે જુવાન વયમાં મલે છે, તે જો ખરેખરી મળી હોય તો, તે મગરૂરી, અહંકાર અને

તકોબરીમાંથી છોડવી ઘણાજ કમીના બનાવે છે. બી. એ., એમ. એ. વગેરેની ડીગ્રીઓ મલી એટલી કેળવણી મલી ચુકી એ ઘણોજ ખેદકારક માની લીધેલો વિચાર છે. શિખી ભણી પોતાની ખાકી અને મિનોઇ વૃદ્ધિ કરી પારકાનું ભલું કરવું અને કમીના બની ખુદાપર નજર ધરવી એ ખરી કેળવણીનું પરિણામ છે. આવી રીતે જીવન ગાળવાથી દિલમાં ઉત્પન્ન થતી ભલી લાગણીઓ, તે કેળવણીની જીવતી જાગતી "ડીપલોમા" છે.

## ખો રા ક.

ખુદાને પોંહોંચવાને જેમ મન મુખ્ય સાધણ છે તેમ મનને તેના કામમાં મદદ કરવાને સાધારણ માણસને માટે તંદરોસ્તી જરૂરનું સાધણ છે. તંદરોસ્તીનો બીજી ચીજો સાથ મોટો આધાર ખોરાકપર રહે છે. જેમ વિચારોથી આપણું મન બંધાય છે તેમ ખોરાકથી તન બંધાય છે. ખોરાક ભુખ જોગો, સ્વચ્છ અને સાદો, નીમેલે વખતે, અને ખુબ ચાવી ચાવીને લેવો જોઇએ.

તન-મન અને રવાન પવિત્ર રાખવા ઇચ્છતાં હોઇયે તો માંસ અને દારૂ વગેરેના કેફી પીનાઓનો ઉપયોગ આસતે આસતે સદંતર છોડી દેવો જોઇએ. ગરીબ, નિર્દોષ પશુ, પંખેરાં અને જાનવરોની જીવ જતી વખતના હાય નીસાસા સાથનું (ઘણી વખતે દર્દી) લોહી આપણા લોહીમાં આમેજ કરી કેવી રીતે પવિત્ર અને તંદરોસ્ત બનવાની આશા રાખીયે? ગલાંપર છરી ફેરવી કે ફેરવાવી કેવી રીતે દયાળુ **પિતાના** દર્શનની તલબ ધરી શકીયે? તોપણ તમારા સંજોગો એવા હોય કે તમો જીગરથી એ ખોરાક તજવા ઇચ્છતાં હોય પણ તેમ નહિ બનતું હોય તો ધીરજ ધરજો. આ કારણસર સંસારમાં ખટપટ જગાડશો નહિ. તમો જીગરથી એ ખોરાક છોડવા માંગો છો એજ પુરતું છે.

વખત આવશે અને ખુદા તમોને તેમાં મદદ કરશે. ચાલુ છુપી રીતે મનમાં ખુદાને અરજ કરતાં રહો કે **તેની** અપાર શકિતથી **તે** તમોને એ મુરદાંના ખોરાકથી હવે બચાવે. અંતરમાં તમો એ બાબદમાં સાચ્ચા હશો તો તેમાં ખુદા તમોને જરૂર કોઇ રીતે મદદ કરશે. તેટલાં બીજા દુર્ગુણો કાઢી નાખવાની કોશેશો ચાલુ કરતાં રહો.

માત્ર માંસ અને દારૂ વગેરે છોડી દીધાં કે હવે ખુદા મલી જશે એવી રીતે નીરાંત થઇ બેસવાનું નથી–બીજા હજુર ઘણા દુર્ગુણો કાઢી સદ્ગુણો મેલવવાના છે.

## અહંકાર.

સર્વથી બુરો દુર્ગુણ અહંકાર છે. ગમે એવી ઊંચ્ચી હાલત પરથી નીચે તોડી પાડનાર, ગમે એવી ભલાઇ ભુલાવી દેનાર, ગમે એવાં પુણ્ય દાબી દેનાર, ગમે એવી ભકિતપર પાણી ફેરવનાર–અહંકાર છે.

ભવિષ્યની પડતીની અચુક નીસાણી તે માણુસને ઉપજતો ગર્વ છે.

અહંકાર જુદા જુદા રૂપોમાં સાધારણ હાલતથી છેક ચઢતી હાલત સુધી નડે છે. જ્યાંસુધી એ નાબુદ થતો નથી ત્યાંસુધી આપણી સંપૂર્ણ સલામતી નથી. એ દુર્ગુણથી ખુબ સાવધ રહેવું છે, નહિ તો તે કોઇબી વખતે પટકી કે કચડી નાખે છે.

અહંકારથી બચવાનો એક ઉપાય છે–તે એ કે આપણું કમીનાપણું અંતરમાં જોવું. આ જીંદગી **તે** મહાન **પિતાને** તદ્દન આભારી છે તે જીગરમાં સાક્ષાત અનુભવવું. **તે** મહાન **પિતાની**

મોટાઇનો ખ્યાલ જેટલો વિશાળ બની શકે એટલો વિશાળ કરતાં રહેવું. તે હદ વગરના **માલેક**નો થોડોબી ખ્યાલ થઇ શકે તો ધનભાગ્ય સમજવાં. **તેના** માત્ર થોડીવારનાં વિચારોથી કેટલીક વખત એવી હાલત થઇ જાય છે કે ચાલતો દમ પણ ઘડી બે ઘડી માલમ પડતો નથી. આપણી કમીની શકિતથી વિચાર કરતાં એવી રીતે જ્યારે દંગ થઇ જઇયે છિયે, ત્યારે તેવી હાલતમાં અહંકાર અને ગર્વ માટે જગા હોતી નથી.

આપણે તે મહાન **પિતા (શેઠ)** ના કમીના નોકરો છિયે; **તેની** મહેરબાની અને મરજી વગર કશું થઇ શકતું નથી; આ દમેદમ પણ **તેનેજ** આભારી છે. આવી જીગરમાં થતી એક એક વખતની સાચ્ચી લાગણી **તે મહાન મંદીર** તરફ ઉતાવળથી ભરાતું એકકું સાબુત કદમ છે.

અહંકાર અને ગર્વથી ઉલટું જીગરનું કમીનાપણું છે. ખરાં જીગરનું મોહબતભર્યું કમીનાપણું **ખુદા** સાથે ભવિષ્યમાં ખચિત એક થવા માટેનો કોલકરાર છે.

ઓ, **પરવરદેગાર!** હમોને **તારો** રસ્તો ત્યારેજ જડશે કે જ્યારે હમારી રગેરગમાંથી અહંકાર અને ગર્વ નીકળી જશે, રૂવેરૂવું જીગરથી કમીનું બનશે, જીગર દમેદમ મોહબતથી **તારી** યાદ ચાલુ રાખશે!

## ગુસ્સો—અદેખાઇ—જુદાઇ.

આ ત્રગડી દુર્ગુણોમાંનો પહેલો દુર્ગુણ ગુસ્સો છે, જે એક ઝેરી વસ્તુ છે. એ એક જાતનું ઝેર દિલમાં પેદા કરે છે. તે તન-મનને પહેલું નુકસાન કરે છે. માટે પહેલાં તો પોતાનાજ ફાયદાને માટે ખંત અને કોશેશથી એને નાબુદ કરવો જોઇએ. ગુસ્સો મનની એક જાતની નબલાઇ છે. એ ઉભરી આવે ત્યારે

મોઢું બંધ રાખવું યાતો તુરત કોઇ બીજી વાતપર મન રોકવું, અથવા ધર્મબોધનો એકુ નાનો ફકરો જેની અસર મનપર થતી હોય (દાખલા તરીકે પારસીઓને માટે અષેમ, યથાના કલામો) તે મનમાં બોલવો. તેમજ જ્યારે શાંત મને હોઇયે ત્યારે હવેથી ગુસ્સે નહિ થવું એવા ઠરાવો કર્યા કરવા. આ ઉપાયો ગુસ્સો કાઢી નાખવાને માટે અસરકારક નીવડશે. મિનોઈ માર્ગના મુસાફરને તો ગુસ્સો ઘણી મોટી નડતલ છે. તન-મન અને રવાનના ફાયદાને માટે એને આપણ સઘળાએ નાબુદ કરવોજ જોઇએ.

અદેખાઇ બીજો દુર્ગુણ છે. તે એક જાતનો અનદીઠ આતશ છે. તે અદેખાઇ કરનારને તન અને મનથી બાલી નાખે છે. કેટલીક વખત આ દુર્ગુણ તે ધણીને એકએક પછી એકએક પાપી કામોમાં વીટાલી મુકે છે. કોઇની અદેખાઇ કરવી એ માત્ર આપણું અજ્ઞાનપણું છે—કુદરતના કાયદાનું અનજાણપણું છે; ઇશ્વરની વેહેંચણીની રીતની બેખબરી છે: જુદાઇની ભરપુરી છે: મોહબતની બખીલી છે; ગુનાહની અંદર સ્નાન કરવાને એક ગલીચીથી ભરેલું ખાબોચીયું છે. માટે એને કોઇબી ભોગે તજવું છે. નહિતો પોતાના તન-મન અને રવાનનો કેટલેક દરજ્જે નાશ કરી આગલ વધતાં અટકવું છે.

ત્રીજો દુર્ગુણ જુદાઇનો છે. એ અદેખાઇનો જોડયો છે. અદેખાઇથી જુદાઈ અને જુદાઇથી અદેખાઇનું પોષણ થાય છે. જીગરમાં જ્યારે ખરી ખાત્રીથી મહાન **પિતાની** ઐકયતા અને મોહબત લાગે ત્યારે આ દુર્ગુણો દપટ પડે છે. આપણામાં સાચ્ચી મોહબત અને ભાઇબંધી દાખલ કરીએ તો આ દુર્ગુણોની ત્રગડી આપોઆપ નાબુદ થાય.

ઉપલા અને બીજા નાના મોટા દુર્ગુણો કાધી નાખી મોહબત અને ભાઇબંધીના સદ્ગુણો ખીલવ્યા વગર **તે મોહબતનાં મંદીરમાં** કેમ પેવસ થઇ શકીયે? માટે આસ્તે આસ્તે સઘળા દુર્ગુણો નાબુદ કરી સદ્ગુણો મેલવવાની ચાલુ ને ચાલુ કોશેશો કરવી જોઇયે. આ કામ સહેલું કરવાને મોહબતનો લખલુટ ખરચ કરવાની જરૂર છે.

આથી એમ નહિ સમજવું જોઇયે કે સાધારણ સંસારી માણસને આવી રીતે પોતાનામાંથી દુર્ગુણો કાઢી સદ્ગુણો મેલવવાને સંસાર છોડી જંગલમાં કે પહાડપર જઇ વસવાની હાલત કરવા જેવું છે. જંગલમાં કે પહાડપર જઇ વસીએ તો દુર્ગુણો નાબુદ થયા તેની સાબેતી શું? જેમ આગ વગર કોઇ બાકી વસ્તુ બળતી નથી, તેમ માણસના સંબંધમાં આવ્યા વગર આપણામાં કેટલા દુર્ગુણો હજુર બાકી છે તેની ખબર પડતી નથી. સદ્ગુણો મેલવીયે અને તે ભાઇબંધોના ઉપયોગમાં નહિ લાવીયે તો સદ્ગુણો મેલવવાના ફાયદા શું? માત્ર સદ્ગુણીની ઉપમાં મેલવવી એટલુંજ? જેમ કોઇ ધાતુ વાપડયાથી તેજદાર બને છે તેમ સદ્ગુણો ભાઇ-બંધોને માટે વાપડયાથી તેઓ વધુ તેજદાર અને મજબુત બને છે. આ ઉપરથી ખુલ્લું થાય છે કે ખુદાને પોહોંચવાને અને તેને માટે તૈયાર થવાને આ સંસારની જરૂર છે—તે એક અગત્યનું સાધણ છે—તે સાચ્ચો શિક્ષાગુરૂ છે.

## ફીકર.

ખુદાપર વિશ્વાસની ઉલટી બાજુ ફીકર છે. ખુદાપર વિશ્વાસ હોય ત્યાં કશીબી ફીકર હોતીજ નથી, અને જ્યાં ફીકર હોય છે ત્યાં ખુદાપર જેવો જોઇએ તેવો વિશ્વાસ હોતો નથી.

ફીકર એક જાતનું અજ્ઞાનપણું અને ગુનાહ છે. તંદરોસ્તી, અક્કલ, હુશીઆરી અને જોર છીનવી લેનાર ખાકી અને મિનોઇ અને બાબદમાં આગળ વધવામાં અટકાવ નાખનાર ફીકરજ છે. આટલું છતાં ફીકર જેવી ચીજની તો ખરેખરી હસ્તી પણ નથી– તે માત્ર વિચારથીજ ઉભી કીધેલી મનની એક હાલત છે. જે ચીજની જ્યારે હસ્તીજ નથી ત્યારે તે ચીજના માત્ર ધખારાથી દુ:ખી થવું એ અજ્ઞાનપણું નહિ તો બીજું શું? જ્યારે **પરવરદેગાર** એકલોજ સંભાળનાર, પોષણ કરનાર અને બચાવનાર છે; ત્યારે **તેની** યાદ કરી મદદ માંગવાને બદલે નગુણા બની **તેનો** ખ્યાલ નહિ કરી ફીકર કરવી તે એક ગુનાહજ કહેવાય.

સર્વ શક્તિમાન **પિતાએ** આપણને પેદા કીધા છે; **જે** સદા સંભાળ રાખે છે; **જેના** આશરા તળે આરામ કરીયે છિયે; **જેના** મહાન જીવમાં જીવીએ છિયે; **જેની** અપાર શક્તિમાંથી ચાલુ શકિત ખેંચીયે છિયે; **જેના** અનહદ જ્ઞાનમાંથી જોઇતું જ્ઞાન મેલવીયે છિયે; **જેની** મહાન મોહબતમાંથી મોહબતના ઝરાનું નાનું નાલું આપણા જીગરમાં વહેતું કરીએ છિયે. આ દુનિયામાં દેખાતાં સઘળાં દુ:ખોના અંતરમાં **તે** મહાન **પિતાએ** દરેકને માટે શાંતિ અને સુખજ રાખેલું છે. દરેક દેખઇતી અડચણો અને મુશીબતોનો આપોઆપ વખત આવવે **ખુદાથીજ** નીવેડો શાંતિ અને ખુશીમાં આવે છે. આટલી ખરી વાત જો જીગરમાં લાગે તો એકબારગી ફીકર જેવી ચીજની હસ્તી હોય તે પણ તરત નાબુદ થાય.

જ્યાં લગી **ખુદા** છે ત્યાં લગી કોઇબી ચીજની ફીકર કરવાની જરૂર નથી. તેનાપર સઘળું છોડો. આપણો ભાર ઓછો થશે. **તેને** જીગરથી યાદ કરીશું તો **તે** મોહબતથી બચાવી લેશે.

# પ્રકરણ ૨ જું.

## હિમ્મત અને આશા.

હિમ્મત અને આશા એ બે ગોયા પાંખો છે જે "ખુદાને મલવાના માર્ગ" તરફ આપણને ઉડાડી લઇ જાય છે. એ વળી નીરાધારોના આધારો છે. હિમ્મત જાણે બાકી દુનિયા છે: આશા ગોયા મિનોઇ જગત છે. એ બન્નેને દ્દઢતાથી પકડી રાખવાથી બન્ને દુનિયાનું સુખ આયંદે મલે છે. દુનિયાની દરેક ચીજો ભલે આપણને છોડી જાય: આપણાં વહાલાંઓ આપણને તજી જાય, યા કુદરત તેઓને આપણા પાસથી છીનવી લીએ; દુ:ખો, કસોટીઓ, અને લાલચો પહાડોની માફક સાંમે આવી ઉભાં રહે; તોપણ સઘળી હાલતોમાં હિમ્મત, આશા અને ખુદા એ ત્રણ સાથે રાખીશું તો મોડે વહેલે ખરાં સુખો અને શાંતિ આપણાંજ છે.

## દયા અને મોહબત.

દયા અને નીખાલેસ મોહબત સર્વથી શ્રેષ્ટ સદ્દગુણો છે. આ સદ્દગુણો વગર બીજા સદ્દગુણો નીર્જીવ જેવા છે. આ બે સદ્દગુણો જેટલા મેલવીએ તેટલા પ્રમાણમાં બીજા સદ્દગુણો આપોઆપ ઘણુંખરૂં આપણામાં ખેંચાઈ આવે છે. મિનોઇ માર્ગપર દિન અને રાત સુર્ય અને ચંદ્રની માફક એ ચાલુ રોશની આપતા રહે છે. માટે જેટલું બને એટલું કરી ચાલુ ને ચાલુ આ સદ્દગુણોનો વધારો કરતાં રહેવું. જેઓમાં જ્યારે આ સદ્દગુણો ખીલે છે ત્યારે તેઓ કોઇનેબી કોઇબી દોષ કે ગુનાહને માટે ક્ષમા (માફ) કરવાને હંમેશાં તૈયાર હોય છે. કોઈ દુ:ખ દે તે ખુશીથી સહન કરે છે. પોતાના ખમવાથી બીજાને રાહત કે

ફાયદો થતો હોય તો તેને માટે પણ તેઓ તૈયાર હોય છે. કાંઇબી ધરપચ કે કોઇનેબી કશી જાણ કર્યા વગર બીજાઓનાં દુ:ખો ટાલવાને અને શાંતિ કરવાને દરેક ભોગે તેઓ હંમેશાં રાજી હોય છે. પોતાના ભોગે ભાઇબંધુઓના સુખની શોધમાં રહેવું તે તેઓનો ખાનગી ધંધો હોય છે. આવી રીતે જોતાં આ બે સદ્‌ગુણો દયા અને મોહબતની સંપૂર્ણતાની હદ કયાં આવે છે તેનો પુરો ખ્યાલ હાલની હાલતમાં આવી ન શકે. એ બાબદ હાલમાં માત્ર આટલોજ વિચાર કરી શકીયે કે દયા અને મોહબતના સદ્‌ગુણો જેઓમાં જયારે ખીલે છે ત્યારે બીજાઓનાં સુખ અને શાંતિને માટે પોતાનો જાતી ભોગ આપતાં આપતાં તેઓની એવી હાલત થાય છે કે તેઓ જાતી ભોગ આપે છે તેનો ખ્યાલ પણ થતો નથી—અને તે સદનતર સાધારણ ખવાસ થઇ પડે છે.

## ચુપકીદી (મૌન).

ચુપકીદી (મૌન) આ ખાકી સૃષ્ટિપર ઘણોજ અમુલ્ય સદ્‌ગુણ છે. તે ધારણ કરવાથી આ ખાકી દુનિયાની ઘણી હાય અફસોસ અને આબદાઓમાંથી બચેલા રહિયે છિયે, અને મિનોઇ માર્ગમાં ચાલુ ધીમો વધારો થતો રહે છે. ચુપકીદી બે જાતની હોય છે—એક સ્વાર્થી અને બીજી બીનસ્વાર્થી. ખરે વખતે મોહબતથી કોઇની ભુલ ભાંગી તેને સાચ્ચે રસ્તે દોરવવાને માટે ઘણી વખતે આપણને ખમવું પડે છે. તેથી આવા કટોકટ વખતે નુકસાન થવાની બહિકથી ધારણ કીધેલી ચુપકીદી સ્વાર્થી અને નહિ ઇચ્છવાજોગ છે. પણ કોઇથી દુ:ખ કે નુકસાન થતું હોય તે સહન (તામેસ) કરી જવું અથવા કુદરતને કાયદે કોઇપણ પ્રકારનું આવી પડતું દુ:ખ મુંગે મોંઢે ખમવું, તેજ ખરી ચાહવા લાયક બીનસ્વાર્થી મિનોઇ ચુપકીદી (મૌન) છે.

# ધર્મ.

ધર્મ ખાકી અને મિનોઇ બન્ને દુનિયાની ચાવી છે. ધર્મ માત્ર બહારની નીતિ રીતિ અને ક્રિયાકામોમાંજ સમાયો નથી. તેની બાતેન બાજુ પણ છે, જે મિનોઇ લાયકાતો મેલવવાને ઘણી જરૂરી છે. દરેક માણસને પોતાના ધર્મની ઘણીજ જરૂર છે. ધર્મ વગરનું માણસ સુકાન વગરના વહાન જેવું છે. બીજાઓના ધર્મો તરફ માન ધરાવી પોતાના ધર્મપર કુરબાન રહેવું એ આપણી ફરજ છે. બીજાઓના ધર્મોને માટે હલકા શબ્દો બોલવા એ પોતાનુંજ અજ્ઞાનપણું દેખાડે છે. ધર્મ સાધારણ માણસ, પછી તેને આ દુનિયાને લગતી ગમેએવીબી ઉંચી કેળવણી લીધી હોય, તેનાથી સ્થાપાતો નથી. મોટા ધર્મોની સ્થાપનામાં મિનોઇ **પિતા**નો સંપૂર્ણ હાથ હોવો જોઇએ. તેથી પારકાઓના ધર્મોને માટે નબલા બોલો વાપડવા કે કોઇ રીતના ટીકાઓ કરવા, એ મિનોઇ **પિતા**ના ગુનેહગાર થવા બરાબર છે. કયો ધર્મ ખોટું કામ કરવાને શિખવે છે? એવો કયો (મોટા ધર્મોમાંનો) ધર્મ છે કે જેની અંદરની મતલબ ખુદા સાથે એક થવાની નથી? ત્યારે શા કારણસર બીજાઓના ધર્મો તરફ અનગમાની લાગણીઓ દેખાડવી જોઇએ? કોઇ ધર્મનાં માણસો આપણને દુઃખ કરતા હોય કે હેરાનગતી આપતા હોય તો તે માણસોને માટે જે વાજબી હોય તે બોલવું (જો ત્યાં પણ માન ધારણ થઇ શકતું હોય તો તે વધારે ઇચ્છવાજોગ છે) પણ તેઓના ધર્મને કે ધર્મના સ્થાપનારને બદનામ નહિ કરવા.

અગત પડે તો આપણા ધર્મને માટે જાન પણ આપવો એ ખરી બહાદુરી છે. પણ સાંકડા વિચારો રાખી તેને માટે ખટપટ કરવી અને લોહી રેડવું એ ખચિત નહિ ઇચ્છવાજોગ છે. જ્યારે ધર્મની બાતેન બાજુ સમજીશું ત્યારે એ વિષેનું આપણું અજ્ઞાનપણું દુર થશે; ધર્મ કેવી મોતેબર ચીજ છે અને માણસને તેની કેટલી અગત છે તે બરાબર સમજી શકાશે.

ખુદાને મલવાનો રસ્તો દરેક માણસને પોતાના ધર્મમાં-થીજ મલી શકે છે. તેને માટે પહેલી બહારની ક્રિયાકામો અને નીતિરીતિપર ધ્યાન આપી, પછી બાતેન બાજુનો અભ્યાસ કરી, તે પ્રમાણે જીગરથી ચાલવાની જરૂર છે. ધર્મનું લેભાગુ જ્ઞાન આપણને લેભાગુજ બનાવે છે, જ્યારે ધર્મનું પુરૂં જ્ઞાન પુરાં માણસ બનાવે છે. પોતાનો ધર્મ દરેક માણસને પોતાના જાન-થીબી વધુ પ્યારો હોવો જોઇએ, કારણકે આ ખાકી દુનિયામાં માણસજાત પાસ એજ એક ખજાનો છે કે જે, જ્યારે તેની ખરી બાતેન બાજુ પીછાની તેપર અમલ થાય છે ત્યારે, ખુદા સાથે માણસને એક કરે છે.

## ફરજ.

આપણ ગમેએટલા પણ આત્મીક બાબદમાં આગળ વધિયે તોપણ આપણા ઉપર ફરજો નખાયલી હોય તે સંપૂર્ણ રીતે પુરી કરવીજ જોઇએ. સંસારની ફરજો કર્મને કાયદે આપણાપર પડી હોય તેને તરછોડી મિનોઇ માર્ગમાં આગળ વધવાની આશા રાખવી ફોકટ છે. ફરજ તો આપણી આગળ વધવાની લાયકાતનું તરાજુ છે. જેટલા પ્રમાણમાં ફરજો અદા કરીશું તેટલાજ પ્રમાણમાં આગળ વધીશું. સંસારની સઘળી આવી પડેલી ફરજો અંતઃકરણથી અદા કરવેજ આગળ રસ્તો જડે છે. માટેજ નાની યા મોટી દરેક સંસારની ફરજો પુરી કરીએ ત્યારે મિનોઇ માર્ગના તલબ-ગાર થઇ શકીએ. દરેક રીતની ફરજોનું કરજ અદા કરયા સિવાય કેવી રીતે આગળ વધી શકીએ? દરેક તબક્કાની જુદી જુદી ફરજો હોય છે. ફરજ તો ગમેએવી હાલતમાં સાથે ને સાથેજ જોડા-યલી છે. ગમેતેવી ઉંચ્ચામાં ઉંચ્ચી મિનોઇ હાલતે પુગીએ તોપણ એક યા બીજી રીતે ફરજ તો બજાવવાનીજ છે. એક હલકી કે નજીવી કહેવાતી ફરજ બરાબર બજાવવેજ ચઢતી ફરજ બજાવવાની

સમજ અને તાકાત મલે છે. કર્મને કાયદે માથે સંસાર પડયો હોય તો તે પુરો કર્યા વગર આગળ વધવું મુસ્કેલ છે. આગળ વધવાની લાયકાત જેવી જોઇએ તેવી નહિં ધરાવતાં હોવાથીજ તે મહાન દયાળુ **કાયદો** હજુર થોડીવાર આપણને સંસારમાં તેમાં-થીજ મિનોઇ લાયકાતને લાયક થવાને રાખે છે. માટે અજ્ઞાન-પણાથી સંસારની જુઠી માયામાં નહિં લપેટાઇ રહેતાં જ્ઞાનથી સઘલી ફરજો અદા કરી ખાકી દુનિયાની દરેક નાપાયદાર ચીજોને મિનોઇ લાયકાત મેલવવાના હથિયાર તરીકે સમજી આગળ વધવું જરૂરનું છે.

મિનોઇ માર્ગને માટે જ્યારે લાયક થઇશું ત્યારે સંસારના સંજોગો આપોઆપ તેજ મહાન મોહબતભર્યો **કાયદો** બદલશે. માટે આપણા હાથે સંસારી સંજોગો ફેરવવાની કોશેશો કરવી નહિ; પણ તેને બદલે આપણે હાથે પહેલાં આપણી દરેક ફરજો સંપૂર્ણ રીતે અદા કરવી જોઇએ.

## પેગામ્બર.

આપણા **પેગામ્બર સાહેબ** હજી પણ જીવતા જાગતા આપણી નજદીક છે એવો ખ્યાલ હમેશાં જીગરમાં રાખવો જોઇએ. કારણ ખાકી શરીરના નાશ થવાથી માણસનું મરણ નીપજતું નથી. તેવણ એવા મિનોઇ રૂપમાં છે કે જે જોવાને હાલમાં આપણી બાતેન આંખો શકિત ધરાવતી નથી. દરેક ભલાં કામોમાં આપણને આપણા **પેગામ્બર** તરફથી ચાલુ સામાન્ય મદદો મલતી રહે છે.

**પેગામ્બરોને** **ખુદા** તરફથી આ દુનિયામાં માણસજાતના ચોકસ ભાગને ખાસ બોધો જેની તે જગા અને વખતને વધુ અગત્ય હોય છે તે સાથ રસ્તો બતાવવાને માટે મોકલવામાં

આવે છે. **તેઓ** આ દુનિયામાં ૫૦–૭૫ વર્ષ રહી ગયા તેટલામાં **તેઓનાં** કામો પુરાં થતાં નથી, તેમજ **તેઓનાં** કામો આપણા કામોની માફક અધુરાં પણ હોતાં નથી. **તેઓ** હમેશાં પોતાનાં કામો સંપૂર્ણ કરે છે. તેથી **તેઓ** મિનોઇ દુનિયામાંથી પણ આ દુનિયા સાથનું પોતાનું કામ ચાલુજ રાખે છે અને આપણી મદદ અને રાહબરી કરે છે. આપણે ખુદાઇ રસ્તે ચાલીએ એજ એવા **મહાન અષો નરોની** ખુશાલી છે. ભુલાવો પામેલાં ખાકી પુતલાંઓ મિનોઇ માર્ગ ઉપર ક્યારે પગ મુકશે તેની **તેઓ** રાહજ જોતા રહે છે. આપણે ખુદાઇ માર્ગ પકડવાને જેટલી ઉલટ રાખીયે છિયે તેના કરતાં વધુ ઉલટ અને કાળજી આપણને તે માર્ગ ઉપર ચલાવવાની **તેઓને** હોય છે. ફક્ત **તેઓનો** (બાતેન) ધીમો અવાજ સાંભલી તેની પછવાડે જવાનીજ આપણી ખોટી છે. હજુર આપણામાં સંપૂર્ણતા નહિ આવેલી હોવાથી અહીંતહીં ઘડીચપંકા દુનિયાની જુઠી ચીજો તરફ ઢળી પડીયે છિયે. તોપણ અનેક રીતે મોહબતથી પાછા ને પાછા ઉઠા-ડવાની કોશેશ **તે સાહેબો** કરતા રહે છે. આ સઘળી ખરીજ વાત છે. એક વખત જ્યારે દ્રઢ મન કરી એ રસ્તા ઉપર આવી લાગિયે છિયે ત્યારે તેનો અનુભવ આપણને આપોઆપ થાય છે.

આપણી સાધારણ હાલતમાં આપણા **પેગામ્બર** આપણને સામાન્ય રીતે મદદ કરે છે. પણ ચોકસ દરજજેની મિનોઇ વૃદ્ધિ થયા પછી મિનોઇ અનદીક ગુરૂ તરીકે **તેઓની** ઘણી જરૂર પડે છે. તેવી હાલતમાં **તેઓ** નજદીકના સંબંધમાં રહે છે. માટે સાદી શરૂઆતથી તે આખેર તલક આપણી નજર આપણે આપણા **સદ્‌ગુરૂ પેગામ્બર** પરજ રાખવી જોઇએ. **તેવણનીજ** મારફતે **ખુદાને** મોડે વહેલે પોંહોંચીશું. તેને માટે પોતાનાજ ધર્મને અનુસરી જીંદગી ગુજારવાની જરૂર છે. માત્ર ધર્મની

બહારની ક્રિયાઓથીજ ખુદા અને પેગામ્બર મલતા નથી; પણ પોતાની જાતને સુધારવાની અને પોતાનાપરજ આધાર રાખવાની ખાસ જરૂર છે.

બહારની ક્રિયાઓ સાથ ઉદાર દિલથી તેની બાતેન બાજુનો અભ્યાસ કરી તેને અમલમાં મુકવાની જરૂર છે. પહેલાં પોતાના ધર્મનો અભ્યાસ કરી તેને જીગરથી વલગી રહિ બીજાઓના ધર્મનો અભ્યાસ કરવામાં કશું ખોવાનું નથી, બલકે અંદરથી કાંઇને કાંઇ મેલવવાનુંજ છે. બીજાઓના ધર્મોમાંથી જ્યાં જ્યાં મીનોઇ રત્નો મલતાં હોય તે વીની લેવાં, કારણ તે એકજ ખુદા તરફથી આપવામાં આવેલાં છે. આમાં ત્રણ ફાયદાઓ છે: (૧) ધર્મ-અંધપણું દુર થાય છે; (૨) ઉદાર અને મોટા દિલના બનીયે છિયે; (૩) કોશેશના પ્રમાણમાં મિનોઇ જ્ઞાન મેલવવાને શકિતવાન થઇએ છિયે અને આપણી ઉન્નતી વધુ ઝડપી બને છે. પણ આટલું ખુબ ધ્યાન રાખવું કે એટલા બધા ઉદાર અને મોટા દિલના નહિ બની જવું જે બીજા ધર્મનાં ક્રિયાકામો રાહરસમો કે મંત્રનો ઉપયોગ કરવો. માત્ર બોધરૂપી રત્નો જડે તેજ વીની લેવાં, જેથી રોજીંદી જીંદગી વધુ ભલી અને પવિત્ર બને અને ખુદાની ખુબીઓનો ખ્યાલ વધુ સારી રીતે થઇ શકે.

## ખુદા.

જેમ ખુદાને મલવાનો માર્ગ બનાવવો જેટલો મુશકેલ છે તેમ, કે તેથીબી વધુ, ખુદા શું છે, કયાં છે અને કેવો છે તે સમજવું કે સમજાવવું કઠણ અને બીકટ કામ છે, બલકે આ હાલતમાં સંપૂર્ણ રીતે તે નહિ બની શકે તેવું છે. ખુદા સર્વ-વ્યાપક અખંડ શાંતિ અને પરમાનંદ છે. જુદી જુદી ચઢતી

હાલતમાં સેજસાજ અંતરમાં અનુભવી લેવાનું છે. **તે** સર્વવ્યાપક અખંડ શાંતિ અને પરમાનંદની હાલતમાંથી જે **શકિત** ઉત્પન્ન થાય છે, **તેને** સાધારણ રીતે આપણે **ખુદા** તરીકે સમજીએ છિયે. **ખુદાનો**, પોતાના ધર્મમાં સમજાવવા મુજબનો ખ્યાલ આપણે હંમેશાં નજર સામે રાખવાની કોશેશ ચાલુ કરવી. શરૂઆતમાં, ઉપર જણાવ્યા મુજબ, આપણા ધર્મ પ્રમાણે **ખુદાના** સાકાર સ્વરૂપ અને ખ્યાલની અવરનવર ચાલુ મનન કરવાને અને તેનો વિચાર કરવાને આપણી સલામતી અને મિનોઇ વૃદ્ધિને માટે. જેમ એક વહાણને ભર દરીયે મજબુત લંગરની જરૂર છે તેમ, તેવા એક **ખુદાના** સાકાર સ્વરૂપનાં લંગરને ચીવટપણે વળગી રહેવાની જરૂર છે. આગળ વધતાં **ખુદાનો** વાસ્તવીક ખ્યાલ લાયકાત મુજબ થોડો થોડો આવતો રહે છે, જે માત્ર અંતરથીજ, કોઇને કહિ કે સમજાવી નહિ શકીએ એવી રીતે, સેજસાજ અનુભવવાનો છે. આગળ વધી એવી હાલતપર આવીએ કે આપણને **ખુદાના** વાસ્તવીક સ્વરૂપનું કાંઇ ભાન થાય. તે માટે પહેલાં આપણાજ ધર્મમાં **ખુદાનો** જેવો ખ્યાલ આપ્યો હોય તેજ ખ્યાલ સલામતીના શિખર તરીકે ધ્યાનમાં રાખી અવરનવર તેપર મનન અને વિચાર કરી એકલો આધાર **તેનેજ** સમજી **તેના** પરજ દમ જીવ લટકાવી રાખવો.

## ખુદા ઉપર સંપૂર્ણ વિશ્વાસ.

વિશ્વાસ એક મિનોઇ અનદીઠ વસ્તુ છે: ખાકી મન શકિતથી પુરી નહી સમજાય એવી ચીજ છે: સઘળાં દુઃખો, ફીકરો, દુર કરી જીગરમાં શાંતિ સ્થાપી **ખુદા** સાથ જોડી આપનાર એક અમુલ્ય પવિત્ર મંત્ર છે. જે સખ્સ પોતાના જીગરમાં એ વસ્તુ અખંડ

ધરાવે છે તે ખરો ભાગ્યવંત છે. તે ધણીને કોઇ ચીજની જરૂર કે ખાહેસ હોતી નથી. ફીકર જેવી ચીજ તે જાનતો નથી; દુઃખ શું હોય તે તે સમજી શકતો નથી; ફતેહ અને નિષ્ફળતામાં તે ફરક જોતો નથી. આવી હાલતનું માણસ ખુદાપર સંપૂર્ણ વિશ્વાસ ધરાવે છે. બાકી આપણો કહેવાતો ખુદાપરનો વિશ્વાસ માત્ર મોંઢાનો, નામનો કે સુખી હાલતનોજ હોય છે.

આપણને જો ખુદા ઉપર માત્ર સાધારણ વિશ્વાસ આવે તો છતાં દુઃખોએ દુઃખો લાગે નહિ. માઠા બનાવો બનવા છતાં, માઠા બનાવો તરીકે ગણીયે નહિ. કારણ ખુદા સઘળું કામ મોહબતથી કુલ દુનિયાના સામાન્ય ભલાંને માટેજ કરે છે. અખંડ સુખના સ્થળ આગલ આસ્તે આસ્તે મોહબતથી તે સર્વને લઇ જાય છે. સઘળા સઘળાની હરેક હરેક સંભાલ ફકત તેનાપરજ રહેલી છે, અને તેજ એકલો રાખે છે.

ખુદા ઉપર જેનો વિશ્વાસ હોય છે તે પોતાના ભવિષ્યની ફીકર કરતો નથી. આજનું તેવા માણુસને કોઇપણ સોંપેલું કામ અંતઃકરણના સંતોષ પ્રમાણે કરવું એટલીજ માત્ર ફીકર તેવાં માણુસને હોય છે. ભવિષ્યની બાબદમાં તે જે પોતાને માટે વિચાર કરે છે તે માત્ર આટલોજ હોય છે કે કેવી રીતે વધારે ને વધારે પોતાના મિનોઇ પિતાને ઉપયોગી થઇ પડવું.

હવે વિશ્વાસની બીજી બાજુ જોઇએ. સર્વથી પહેલાં વિશ્વાસની પાછલ તે બાબદનો મજબુત વિચાર રહેલો હોય છે. વિચારનો ઉપયોગ જો સારી રીતે જાણતા હોઇએ તો આપણું અને બીજાનું ઘણું ભલું કરી શકીયે. વિચારનેજ ધોરણે એક બાબદનો વિશ્વાસ અને મજબુત વિચાર રાખવો છે કે આપણે ખુદાને જરૂર મલીશું. એ વિચાર અને વિશ્વાસ ખરી ખાત્રીથી જીગરમાં ઉતારવો અને ખરી ખાત્રીથી એ વાત માનવી. તે એટલી ચીવટાઇથી કે બીજો

માણસ તેથી ઉલટી વાત આપણા મન ઉપર ઠસાવાની ગમે એટલી અને ગમે તેવીબી કોશેશ કરે તોપણ તેનો સ્વીકાર કદી કરીએ નહિ. આવી દ્રઢતાથી આ વિચાર કે વિશ્વાસ ચાલુજ રાખવો. આ વિચાર હંમેશાં જીગરમાં જીવતો જાગતો મજબુત અને તંદરોરસ્ત રાખવો. આવા વિશ્વાસ અને વિચારની સાથે ભલા થવાની કોશેશો પણ ચાલુજ રાખવી. શરૂઆતમાં ઘણી ઘણી વખત જીગરની કોશેશો છતાં ભલી જીંદગી ગુજારવાની બાબદમાં નિષ્ફળ નીવડીશું, તેની કશી અડચણ નહિ. આગળ વધવાના મકમ ઠેરાવ સાથની દરેક એવી નિષ્ફળતા ભવિષ્યની ફતેહ તરફ ભરાતું એકકું પગલું છે.

ખુદાને જરૂર મલીશું એવી આતુર ઇચ્છા અને ધીરજ રાખી ભલા થવાની કોશેશો ચાલુજ રાખી સાથે જીગરથી ખુદાની યાદ અને ખુદાનો ખ્યાલ કરતાં રહેવું. આ સઘળું સાથે મલી આસ્તે આસ્તે દુર્ગુણો અને નબલાઇઓ નીકળતાં જશે, સદ્-ગુણો વધતા જશે અને ખુદાને જરૂર મલીશું એ અંતઃકરણનો વિશ્વાસ એક દિન સિદ્ધ થશે.

છેલ્લાં, વિશ્વાસની ત્રીજી બાજુ, અરસપરસના અને મોહબતના કાયદાને આધારે તપાસીએ. ઘરનું એક પાલેલું કોઇપણ જાનવર, જેવું કે કુતરો કે ઘોડો, તેના તરફ આપણે મોહબત બતાવીયે છિયે તો તે જાનવર પણ કેવી વલતી મોહબત બતાવે છે! ઘરનો કહેવાતો એક અજ્ઞાન મતલબી હલકું કામ કરનાર નોકર હોય તેના તરફ સારી ચાલ ચલાવીયે અને જરા મોહબતથી વર્તીએ, અને કાંઈ વિશ્વાસની નજરથી જોઇએ, તો તે પણ વલતો ચાહ બતાવે છે. એટલુંજ નહિ પણ ઘણી વખતે ખુશીથી પોતાના ધણીને માટે જાન આપે છે. ત્યારે અપાર જ્ઞાની ખુદા

**જેની** મોહબત, દયા, શકિત અને **જેના** કામનો પુરો ખ્યાલ આ ચાલુ હાલતમાં કદી આવી ન શકે, **તેની** તરફ ગમે એવી નબલાઇઓ છતાં આપણી સમજ મુજબ જીગરનો ચાહ બતાવીયે અને વિશ્વાસ રાખીયે તો વલતો **તે** આપણા તરફ કેવો ચાહ બતાવી કેવી રીતે બચાવી લે તેનો ખ્યાલ આપણેજ કરી લેવાનો છે. આટલીજ વાત જો જીગરમાં સાબુત લાગે તો તે ઘણું છે— **ખુદા** તરફ પાછા ફરવાને માટે પુરતું છે, અને આખરે **તેની** સાથની આપણી એકયતા નક્કીજ છે.

જેમ જેમ **ખુદા** તરફનો આપણો જીગરનો ચાહ અને **તેને** મલવાની આતુર સાચ્ચી ઇચ્છા વધતાં જશે તેમ તેમ દરેક બાબદને માટે **તેના** તરફથીજ છુપી મદદો મલતી રહેશે, અને **તેને** મલવાની ઇચ્છા એક દીન ખચ્ચિત પુરી થશેજ.

## મીનોઇ હુન્નર—ખુદાના ભકત.

આપણી સઘળી વિદ્યા, હુન્નર, અક્કલ અને જોરની બડાઇઓ છતાં જ્યારે જીંદગીના અમુક તબક્કાપર આપણે આવી લાગીયે છિયે ત્યારે આપણી અંતરથીજ ખાત્રી થાય છે કે માણસ જાત **કીર્તાર**ની મહેરબાની અને મરજી વગર (કર્મનો કાયદો કબુલ રાખવા છતાં) **એકલો પોતે કોઇ ચીજ નથી, પણ તેની અને તેનીજ મરજીની સાથે મળી આ ખાકી દુનિયામાં તેનો પોતાનોજ કાંઇ આકારરૂપી ખ્યાલ આપે છે.** એક શખ્સ સઘળું કરી ધરાય છે, યાતો સઘળા ઉપાયો અજમાવી ચુંકે છે, ત્યારે તેની દિલમાંજ ખાત્રી થાય છે કે દુનિયામાં કોઇબી ચીજ એવી હોય કે જે દરેક દુઃખ યા મુશીબતનો શાંતિથી તેના વખતે છેડો લાવી શકે, તો તે **ખુદા**

છે. ત્યારે ખચ્ચિત આપણે ત્યાંજ વાસો કરી રાખવો જોઇએ કે જે **અખંડ શાંતિનું સ્થળ** છે. દુ:ખો અને મુશીબતો તો આખેરની આખેરી છે. ગમે એવીબી હાલત છતાં સુધરવાની ચાલુ અને ચાલુ કોશેશો કરી જીગરથી **તેની** યાદ ચાલુ રાખી **તેના**પરજ ધ્યાન ચોંટાડી રાખી સર્વ પ્રકારની ફરજો અદા કરીએ તો **ખુદા** શું છે, **તે** ક્યાં છે અને કેવો છે, તેનો આપો-આપ ખ્યાલ જેટલા પ્રમાણમાં આગળ વધ્યા હોઇએ તેટલા પ્રમાણમાં જરૂર થયા વગર રહે નહિ અને તેમજ થવુંજ જોઇએ. **ખુદા**ને મલવું એ એક મિનોઇ હુન્નર છે. એક માણસ મહે-નતથી જ્યારે એકાદ ખાકી હુન્નર મેલવી શકે છે, તો તેવાજ ધોરણે ખંત, મહેનત, જીગર, બીનસ્વાર્થ અને પવિત્રાઇથી **ખુદા**ને મલવાનો મીનોઇ હુન્નર કેમ ન સંપાદન કરી શકે?

ખાકી અને મિનોઈ જ્ઞાન મેળવી. પહેલાં પોતે લાયક ભલા અને અશો થઇ આપણા ભાઇ-બંધુઓના દુ:ખો અને અજ્ઞાન-પણું દુર કરી તેઓના સુખોમાં ઉમેરો કરી, સ્વાર્થ વગરની તેઓની સેવા કરી, **ખુદા**ના ભક્ત થવા જેટલી આપણામાં કુદ-રતી શક્તિ ન હોય તો ખરા જીગરનો **ખુદા** તરફનો આપણો સાચ્ચો ભક્તિભાવ પણ પુરતો છે, જેને માટે ઉંડાં જ્ઞાનની ખાસ જરૂર હોતી નથી. પણ આથી એમ ન માની લેવું કે જ્ઞાન મેલવવાથી દુર રહેવું અને તે મેલવવાની બનતી કોશેશો ન કરવી. જ્ઞાન તો દેખઇતી અને બાતેન બન્ને આંખોની રોશની છે. ખરાં જીગરના **ખુદા** તરફના સાચ્ચા ભકિતભાવથી, આપણા દુર્ગુણો અને નબલાઇઓ આસ્તે આસ્તે નાબુદ થાય છે અને ધીમે ધીમે મેલવેલા સદ્‌ગુણો આખરે આપણને **ખુદા**ના ભકત-માં ફેરવી નાખે છે.



## પ્રકરણ ૩ જું.



# ખુદા મલી શકે કે ?

ઘણી પવિત્ર કેતાબોમાં આપણે એમ જોઇએ છિયે કે "ખુદાને મલવાનો માર્ગ" ઘણો કઠણ અને દુઃખભર્યો છે. ખચિત એમાં સંપૂર્ણ સચ્ચાઇ છે. પણ આટલું છતાં એ માર્ગ એવો નથી કે તેને કોઇબી માણસ ખંત અને જીગરની ચાલુ કોશેશોથી મોડે વહેલે પોહોંચી નહિ શકે. આપણે ગમે એટલા દુષ્ટ અને પાપી હોઇએ, તોપણ એક વખત જો અંતઃકરણથી રસ્તો બદલી તે મહાન **પિતા** તરફ જીગરથી પાછા ફરીયે, આપણી મનની મલીનતા અને દરેક સ્વાર્થી ઇચ્છાઓ નાબુદ કરીયે, વિષય વાસના અને અહંકાર તજી દઇયે, અને તેની સાથે બને એટલી ખરી ધર્મી જીંદગી (આંધલું ધર્મનું ઝનુન તે ખરી ધર્મી જીંદગી નથી) ગુજારી બને એટલો પરોપકાર કરીએ, તો આ માર્ગ મેલવવો મુશ્કેલ નથી. મુશ્કેલીઓ કેટલેક દરજ્જે આપણે પોતેજ ઉભી કરીએ છિયે. આપણું સાધારણ માણસથી ખુદાને મલી શકાયજ નહિ એવો સામાન્ય વિચાર ખચિત ઘણોજ ભુલભરેલો અને ખેદકારક છે. પોતાના મિનોઇ **પિતાને** મલવાની એક બાળક ચાલુ ખાહેશ રાખે એમાં ખોટું શું છે ? કાંય નહિ તે પોતાની ભુલો સુધારી ચાલુ **તેનીજ** યાદથી દુર્ગુણો સાફ કરી પોતાના મિનોઇ **પિતા** સાથે એક થાય ? એક બાળક પોતાના મિનોઇ **પિતા** સાથે એક થાય એ તો બનનારોજ બનાવ છે. એમાં અચરત થવા જેવું કે નહિ બનનારૂં કશુંજ નથી.

અલબતાં **તેને** મલીએ તેની આગમજ આપણે **તેને** લાયકના થવાની જરૂર છે. પણ તેમ થવું એ આપણી પોતાની સરજતજ છે. એટલે તેમાંબી નવાઇ જેવું શું છે? આપણી આ ચાલુ હસ્તી પણ મિનોઈ હસ્તી છે. (આ ચાલુ જીંદગી પણ મિનોઇજ હસ્તી છે, કારણ બાકી ગણાતી દરેક ચીજ મિનોઈ **પિતાનીજ** છે, અને તેમાં **તે** વસે છે, એટલે તે મિનોઇજ હસ્તી છે. જેને આપણે મિનોઇ હસ્તી સાધારણ રીતે સમજીએ છીયે તે અલબતાં વધુ ચઢતા પ્રકારની મિનોઇ હસ્તી છે.) અને તે આપણે **ખુદાને** લાયકનાં થઇ **તેની** સાથે એક થવાનું છે તેની અચુક સાબેતી છે. આપણું આ દુનિયામાં આવવાનું કારણજ આસ્તે આસ્તે દરેક રીતનો સુધારો વધારો કરી **ખુદા** સાથે એક થવાનું છે. આ દુનિયામાં કહેવાતું મરણ જેમ નક્કીજ બનાવ છે, તેમ આપણું **ખુદા** સાથે મોડે વહેલે એક થવું એ નહિ ફેરવી શકાય એવી નક્કીજ આખેરની સરજત છે. દરેક માણસે મોડે વહેલે **ખુદા** સાથે એક થવું એ આપણો સાચ્ચો હકદાર વારસો છે. માટે કોઇએબી મનમાં એવો ખ્યાલ નહિ લાવવો જોઇયે કે આપણાથી **ખુદાને** મળી નહિજ શકાય. આપણો એ પવિત્ર હક કોઇબી છીનવી લઇ શકનાર નથી. એ વારસો કયારે આપણા હાથમાં લઇ શકીએ તે આપણા પોતાપરજ આધાર રાખે છે. ચાહે ઘણીજ સંભાલભરી અને વિચારવંત જીંદગી ગુજારીને વખત ટુંકો કરીએ, કે ચાહે બેઅંદાજ અને અવિચારી જીંદગી ગુજારી એ વખત લંબાવીએ.

## કહેવાતો દુઃખનો માર્ગ.

જ્યારે એક મોટા ઓહ્દાપર આપણી નેમણુંક થાય છે ત્યારે તેની નીચેના નાના ઓહ્દાઓની અને કામકાજોની માહીતી

મેલવવાની જરૂર હોય છે. તેમ જ્યારે **તે** મહાન સર્વજ્ઞ અને સર્વ શકિતમાન મિનોઇ **પિતા**ની મુલાકાતની ઇચ્છા રાખીએ છિયે, તો તે કુદરતીજ છે કે આપણે પહેલાં દરેક રકમના અનુભવો મેલવી **તે પિતા**ની મુલાકાતને લાયક થવાની પણ જરૂર છે. આ અનુભવોની શરૂઆત તે કહેવાતો દુ:ખનો માર્ગ છે: તેની અધવચ તે દુ:ખોની પાછળ આવતી એક જાતની બાતેન ખુશાલી છે અને તેની આખેરી તે સદાની શાંતિ છે.

રસ્તામાં નડતાં દુ:ખો બે જાતના હોય છે; એક તો કર્મને કાયદે બાકી રહેલાં દુ:ખો જે કોઇબી હાલતમાં થોડાં ઘણાં પણ ભોગવ્યા વગર છુટકો નથી: અને બીજાં, મનની મલીનતા, સ્વાર્થી ઇચ્છાઓ, અજ્ઞાનપણું, અને વહેમોથી ઉભાં થતાં હોય છે. આ પાછલાં દુ:ખો આપણે પોતે ચાહીએ તો તે કમી કરી કે સદનતર દુર કરી શકીએ છિયે. તેને માટે મજબુત અને વિચારવંત મનની જરૂર છે.

ઉપલાં ચાર જાતનાં દુ:ખોનું તકલીદીપણું મજબુત અને વિચારવંત મનથી જીગરમાં ખરી ખાત્રીથી જાણી લઇ તેઓને આસ્તે આસ્તે નાબુદ કરીએ તો આ રસ્તાપર કર્મને આધારે પડનાર દુ:ખો પડવા છતાં એક જાતની બાતેન ખુશાલી અનુભવવામાં આવે છે—જે ન તો કાગળપર દર્શાવી શકાય કે મોંદેથી કોઇને સમજાવી શકાય.

એક વખત નક્કી વિચાર કરી આપણે જ્યારે આ માર્ગપર પગ મુકીયે છિયે ત્યારે, સઘળી નબલાઇઓ, મનની મલીનતાઓ, સ્વાર્થી ઇચ્છાઓ, અજ્ઞાનપણું અને વહેમો સદનતર નાબુદ નહિ થયલાં હોવાથી આપણને અહીં તહીં દુ:ખોની

લાગણીઓ થાય છે. પણ એ રસ્તાપર ચાલવાને મજબુત ઠેરાવ કીધેલો હોવાથી તે પડતાં દુ:ખોની પાછળ એક જાતની એવી શાંતિ અને ખુશાલી વલગેલી માલમ પડે છે કે જે તે રસ્તાને વલગી રહેવાને, પડતાં દુ:ખો ધીરજથી ખમવાને, આસ્તે આસ્તે ઉપલા દુર્ગુણો અને નબલાઇઓ નાબુદ કરવાને, અને આગળ વધવાને ઉત્તેજન આપે છે. આ માર્ગ લગભગ આખેરીના તબક્કાઓનો હોવાથી અજમાયસને તેમજ ઉધાર પાછું જલદીથી ચુકવી આપવાને માટે નહિ સમજ પડે એવી રીતે કેટલીક વખતે આપણે તન-મન અને પૈસાની બાબદોથી હેરાન થઇએ છિયે. પણ જે શખ્સ આ માર્ગપર ચાલી આવી મુશકેલીઓમાંથી પસાર થાય છે તેજ જાણે છે કે તેને એક જાતનો અનદીઠ મજબુત સધિઆરો ચાલુ મલતો રહે છે, કે આ સઘળી અડચણો નાપાયદાર છે, તેની પાછળ અખંડ ખુશાલી અને શાંતિ છે. એજ અંતરનો સધિઆરો તેને આ રસ્તાપર ટેકવી રાખે છે.

## દુ:ખનો માર્ગ કેમ જીતી શકાય?

અલબત્તાં રસ્તામાં ઘણી મુશીબતો તો નડવાનીજ, દુ:ખો પડવાનાંજ, કસોટીઓ થવાનીજ, લાલચોમાંથી પસાર થવાનુંજ; પણ આ સઘળાં દુ:ખો, કસોટીઓ અને લાલચોમાંથી તેરવી કાઢનાર, આખર તુલીક રસ્તો બતાવનાર, ઠેઠવેર મદદ કરનાર, આપણી સાથે ખુદા છે, તો સઘળાં દુ:ખો કસોટીઓ અને લાલચો નહિ જેવાં છે. આ સઘળાં જુદી જુદી જાતના દુ:ખોનું છેવટ લાવનાર આપણો ખુદાપરનો સંપૂર્ણ વિશ્વાસ અને **તેની** ચાલુ ફીકરની યાદ અને **તેનો** ખ્યાલ તદન પુરતાં છે. એક પછી એક દુ:ખો, કસોટીઓ અને લાલચો જુદાં જુદાં રૂપોમાં આવી ઉભાં રહેશે. એ સઘળાંનો નીવેડો, આપણો સંપૂર્ણ

ખુદાપરનો વિશ્વાસ, **તેની** ચાલુ જીગરની યાદ અને **તેના** ખ્યાલથી ખુદા પોતેજ લાવશે. આ દુ:ખનો માર્ગ જીતવાને જે હથિયારોની જરૂર છે તે ખુદાપરનો સંપૂર્ણ વિશ્વાસ, **તેની** ચાલુ જીગરની યાદ અને **તેનો** ખ્યાલ છે.

ખુદા ઉપર સંપૂર્ણ વિશ્વાસ, જીગરની **તેની** ચાલુ યાદ અને **તેનો** ખ્યાલ એ હથિયારરૂપી મિનોઈ ચેરાગો છે, જે મિનોઈ માર્ગ ઉપર આખર તુલીક રોશની આપી, રાહબરી કરી, તે માર્ગ જીતવાને શકિતવાન કરે છે.

## આગળ વધેલાં અપો નર-નારીઓ.

જેઓ હાલમાં ખુદાને મલવાનો માર્ગ મેલવી ચુકયા છે તેઓ એક વખત આપણા જેવાજ હતા. તેઓએ ખુદા ઉપરના સંપૂર્ણ વિશ્વાસ, **તેની** ચાલુ જીગરની યાદ અને **તેના** ખ્યાલ-થીજ સઘળાં દુ:ખો, કસોટીઓ, અને લાલચોમાંથી પસાર થઇ આ માર્ગ મેલવ્યો છે, માટે આપણે પણ એ માર્ગ તેઓને પગલેજ ચાલી મેલવી શકીશું. કદીબી એ વિષે નીરાશ થવું કે હિમ્મત હારવી નહિ.

આપણે સઘળાં અંતરમાં એકસરખીજ મિનોઇ બક્ષેશો મંદ હાલતમાં ધરાવીયે છિયે. ફકત ખંત અને ચાલુ કોશેશોથી તેનાપર ચાલુ ભલા વિચારોનું પાણી છાંટી, ભલા બોલોનો તડકો આપી, ભલાં કામોની કાપણી કરી તે મંદ હાલતમાં રહેલી બક્ષેશોને સજીવન કરવાની છે. ખુદા સઘળાં **તેના** બાળકોને એકસરખી રીતે ચાહે છે અને તેઓની કોશેશો અને જીગરના પ્રમાણમાં **પોતાની** સાથે એક થવાની મદદ અને તક આપે છે.

# માર્ગપર પગલું.

આ માર્ગ ઉપર પગલું મુકવા આગમજ થોડા ઘણા દુર્ગુણો નાબુદ કરી થોડા ઘણા સદ્‌ગુણો મેલવવાની પહેલી જરૂર છે. કયા સદ્‌ગુણો મેલવવા, કયા દુર્ગુણો સદનતર જડમૂળથી કેમ ઉખેડી નાખવા, કયા દુર્ગુણોને સદ્‌ગુણોમાં ફેરવી નાખવા, નબલાઇઓ કેમ નાબુદ કરવી, અજ્ઞાનપણું કેમ દુર કરવું, વહેમોથી કેમ મોકલા થવું અને ચાલુ જીંદગી કેવી રીતે ગુજારવી, એને માટે મિનોઇ જ્ઞાનનો અભ્યાસ કરવાની જરૂર છે. પણ જો કમ ફુરસદને લીધે તેમ કરવાનું નહિ બનતું હોય તો હાલતુરત આ નાની ચોપડીને તમારા ભોમિયા તરીકે ઉપયોગમાં લેવો; તે સાથે સાધારણ અક્કલ પ્રમાણે સાદી પવિત્ર ખરી ધર્મી અને પરમાર્થી જીંદગી ગુજારો, આથી તમારો રસ્તો સહેલો થશે. એમ નથી કે આ નાની ચોપડીમાં બતાવેલા સદ્‌ગુણો કેડવેરને માટે પુરતા છે. પણ એમ બને છે કે જ્યારે એક માણસ અંતઃકરણથી ભલી જીંદગી ગુજારે છે અને શરૂઆતના સદ્‌ગુણોની સમજણ મેલવે છે અને તે પ્રમાણે વર્તે છે, ત્યારે બીજા ચઢતા સદ્‌ગુણો કયા છે અને તે કેમ મેલવાય તેની સમજ આપોઆપ પડતી રહે છે. માત્ર એક વખત શરૂઆતનોજ પાયો બરાબર ચનાયો તો આગલ વધવાનું કામ કુદરતી રીતે **મિનોઇ મદદગારોની** અનદીઠ મદદોથી ચાલુ રહે છે. મિનોઈ માર્ગમાં આગલ વધવામાં આપણી કોશેશો ઉપરાંત **મિનોઇ મદદગારો**ની ચાલુ અનદીઠ મદદો મલતીજ રહે છે. નહિ તો આપણે એકલાથી એ રસ્તો કદી પસાર થઇ શકે નહિ. માટે આપણી કોશેશોની સાથે **ખુદા** અને **મિનોઇ મદદગારો**ની મદદમાં ખરી ખાત્રીથી ભરોશો રાખવો જોઇએ. ચોકસ **મિનોઇ મદદ-**

ગારો ચાલુ મદદ અને રાહબરી કરે છે એવા અંતરના ભરોશા-ની ઘણી જરૂર છે. આથી કામ સહેલું થાય છે. આ ભરોશો માત્ર રસ્તો સહેલો કરવાને માટે માની લીધેલો નથી, પણ તે તદન ખરો અને સંગીન છે. વખત આવે તેની આપોઆપ અંતરથી ખાત્રી થાય છે.

કોઇ સારી ચોપડા માત્ર વાંચ્યાથી યાતો કોઇ સંતના બોલો અને બોધો માત્ર સમજયાથી કાંઇ ફાયદો થતો નથી. જ્યારે આપણે તે વાંચન કે બોધને જીગરથી ઉપયોગમાં લઇએ છિયે ત્યારેજ તેની ખુબી માલમ પડે છે અને ફાયદો હાંસલ થાય છે.

માત્ર થોડાં વર્ષોજ ખરી રીતે જીવીએ તો તેના ફાયદા અને પરિણામ આપોઆપ માલમ પડે છે. આપણે પછી કયાં વસતાં હોઇએ તેની કશી પરવા નથી. ચાહે જમીનપર વસતાં હોઇએ કે કોઇ પહાડપર રહેતાં હોઇએ કે ભર દરીયે વાસો કરી રહ્યાં હોઇએ, ત્યાં પણ કોઇબી ખાકી ગુરૂની મદદ વગર **મિનોઇ ગુરૂઓ**ની મદદથી આપણી કોશેશો અને લાયકાત મુજબ આસ્તે આસ્તે તે માર્ગ મલતો રહે છે. આ બીના ચોપડીઓને આધારે લખાઈ નથી, પણ સાબીત થયલા અનુભવનુંજ પરિણામ છે.

## ખુદાની હરદમ યાદ–ખુદાનોજ ખ્યાલ–પરમ સુખ.

એક વાત વધુ કહિ આ નાની ચોપડી પુરી કરીશું. આ વાત ઘણીજ પવિત્ર અને જરૂરની છે. તમોને મારી ઘણી નમ્ર વિનંતિ છે કે તમારે તેને તેવીજ રીતે જોવી અને તેનો ઉપયોગ સાચ્ચાં દિલથી કરવો.

ખુદાને મળવામાં કોઇબી ચીજ એવી હોય કે જે બધાથી થોડી ઘણી બની શકે તો તે ચાલુ જીગરની ખુદાની યાદ અને ખુદાનો ખ્યાલ છે. જેમ જેમ જીગરથી ખુદાની હરદમ યાદ અને ખુદાનોજ ખ્યાલ ચાલુ થતાં રહેશે તેમ તેમ નબલાઇઓ નીકળી જઇ, દુર્ગુણો દપટ પડી, સદ્‌ગુણો વધતા જશે અને રસ્તો સહેલો અને ઝડપી બનતો રહેશે.

આપણું ચાલુ દરેકે દરેક કામકાજ કરી, દરેકે દરેક ફરજો જીગરથી અદા કરી, તેની સાથે જીગરથી ખુદાની ચાલુ યાદમાં અને ખુદાના ચાલુ ખ્યાલમાં, હરેક હાલતમાં ઉઠતાં, બેસતાં, સુતાં, ખાતાં–પીતાં, ફરતાં–હરતાં, કે કોઇબી કામકાજ કરતાં, બલકે દમેદમ, **તેની** અને **તેનીજ** યાદમાં, **તેના** અને **તેનાજ** ખ્યાલમાં, મશગુલ રહેવું. દરેકે દરેક કામ કરી, દરેકે દરેક ફરજો બજાવી, તેની સાથે ખુદાની જીગરથી યાદ અને ખુદાનો જીગરથી ખ્યાલ કેમ બની શકે તે નીચે સમજાવ્યું છે.

પહેલાં પહેલાં થોડો વખત આપણે જરા મહેનતનું કામ લાગશે પણ તેનું પરિણામ એવું સુખદાયક આવશે કે કોઇને તેનો ઝાંખો ખ્યાલ પણ આપણે આપી શકીશું નહિ.

જ્યારે જ્યારે આપણે થોડો વખત મલે ત્યારે ધ્યાનથી જીગરમાં લાગે તેમ દમ બહાર નીકળતી વખતે મનમાં ખુદા (અથવા તો **તે માલેક**ની ખુબીનું કોઇ પણ નામ જે જીગરમાં ઠીક લાગતું હોય અને મનપર તેની ઉંડી અસર થતી હોય તે) બોલવું. પાછો દમ અંદર લેતી વખતે તેજ મુજબ ધ્યાનથી જીગરમાં લાગે તેમ મનમાં "ખુદા" બોલવું. એ મુજબ થોડો વાર ચાલુ જેવો દમ બહાર નીકળે કે તેની સાથે ધ્યાનથી જીગર-

માં લાગે તેમ મનમાં "ખુદા" બોલવું. પાછો દમ અંદર લઇએ ત્યારે પણ ધ્યાનથી જીગરમાં લાગે તેમ મનમાં "ખુદા" બોલવું. એ પ્રમાણે ધ્યાનથી જીગરમાં લાગે તેમ મનમાં દમ બહાર કાઢતાં અને અંદર લેતાં "ખુદા ખુદા" ચાલુ થોડો વાર (જેટલો વખત બને એટલો વાર) બોલવું. આથી થોડા વખતમાં આપણી હાલત એવી થશે કે જ્યારેબી આપણું મન કોઇ કામમાં રોકાયલું નહિ હશે ત્યારે તુરત તે આપોઆપ અંદરથી ખુદા, ખુદા, કરતું સમજાશે. આ રીત ચાલુ રહેવાથી થોડાં વર્ષોમાં આપણામાં અજાયબ જેવો ફેરફાર થશે. તેની સાથે માલમ પડશે કે આપણે ગમે તે કામમાં રોકાયલાં હોઇશું, મન ગમે એવી ગંભીર બાબદપર મનન કરતું હશે, તોપણ આપણું જીગર અંદરથી ખુદા, ખુદા, ચાલુ રાત દિન કરતુંજ રહેશે.

આની સાથે એક બીજી વાત ઉપર પણ સાથે સાથેજ ધ્યાન આપવાનું છે. આ બીજી ટેવ પણ પહેલી ટેવની સાથેજ પાડવાની છે. અવરનવર જેમ બને તેમ થોડી મીનીટો એક ચિતે ધ્યાનથી ખુદાનો ખ્યાલ કરવો. આસ્તે આસ્તે તે ખ્યાલ બને એટલો ખુલ્લો (સ્પષ્ટ) અને વધારે સારો કરવાની કોશેશો કરવી. અને ખુદાપર એક ચિત્તથી ધ્યાન રાખવું. વખત જતાં આ ટેવનું પરિણામ ઉપલી પહેલી ટેવની માફકજ આવશે. ગમે એવાં કામમાં રોકાયલાં હોઇશું, મન ગમે એવી ગંભીર બાબદપર મંડેલું હશે, તોપણ અંદરનો આપણો જીવ તે વખતે પણ તે મહાન પિતા દાદાર અહોરમજદનીજ તલબ કરતું રહેશે.

પહેલાં પહેલાં રોજ થોડો વખત ખાસ રોકી આ ટેવો પાડવાની જરૂર છે. પછી થોડાં વર્ષો બાદ આપણે એ કામને માટે ખાસ વખત રોકવાની જરૂર રહેશે નહિ.

રોજ ખાસ થોડો વખત એ કામને માટે રોકવાનું નહિ બનતું હોય તો ગાડીમાં, ટ્રામમાં, ટ્રેનમાં બેઠાં હોઈએ અથવા ચાલતાં હોઈએ ત્યારે આ ટેવો આસ્તે આસ્તે પાડતાં રહેવું. જેટલાં પ્રમાણમાં અને જેવાં જીગરથી આ કામ કરીશું તેટલા પ્રમાણમાં તેનું પરિણામ આપણને આપોઆપ દેખાશે.

પરિણામ ? કેવું સુખી ! કેવું ભાગ્યશાળી ! જ્યારે દમેદમ આપણે **તેના** કમીના બાળકો **તેની** સાથેજ **તેની** યાદમાં અને **તેના** ધ્યાનમાંજ રહિએ ત્યારે તેવી આપણી હાલત કેવી રીતે કોઈને સમજાવી શકીએ ? વળી વધુ તો એ કે તેથી દુનિયાદારીનું દરેક કામ જેવી રીતે આપણે પહેલાં કરતાં હતાં તેવીજ રીતે ચાલુ રહે છે. પણ તે પહેલાં કરતાં હવે વધુ સારી રીતે થાય છે. કારણકે આપણી અંતરશકિત અને સમજ વધારે મજબુત થતાં જાય છે.

એકદમ ઉલટમાં આવી જઈ આપણી સઘળી નાની મોટી ફરજો અદા કરવાની રહેવા દઈ આ વાતપરજ એકદમ મંડી જવું નહિ. પહેલાં તો જીગરથી સઘળી ફરજો અદા કરવી. જીગરથી બજાવેલી ફરજો પણ એક જાતની ઉંચી ભકિતજ (ખુદાની યાદ અને ખુદાનો ખ્યાલજ) છે. માથે પડેલી ફરજો જેવી કે નોકરીની, પોતાના કામકાજની, ઘરની, માત–પિતાની, બૈરી–બચ્ચાંઓની, કુટુંબ–કબીલાઓની, પાડ–પાડોશીઓની, મિત્ર–મંડળોની અને દેશ–દુનિયાની ફરજો આપણી ગુંજાસ માફક અદા કરીનેજ, અને તેની સાથે તેવી દરેક રીતે લાયક જીંદગી ગુજારીનેજ (કે જેનો કાંઈ ખ્યાલ આપવાની આ નાની ચોપડી-માં અદના કોશેશ કીધી છે), ખુદાની યાદ અને ખુદાનું ધ્યાન ઉપર સમજાવવા મુજબ કરીએ ત્યારેજ તે સુખી અને ભાગ્ય-

શાળી પરિણામની આશા રાખીયે, બાકી કમને કાયદે આપણા પર પડેલી ફરજને બાજુ રાખી ખુદાની તપ કરવા બેસવું એ ખચ્ચિત સ્વાર્થી છે. એવા સ્વાર્થને થોડો ઘણોબી કાઢી નાખ્યા વગર આ માર્ગપર પગલું મુકાતુંજ નથી. માટે ઘણો વખત નહિ અને માત્ર થોડી મીનીટોબી ખરાં જીગરથી આ કામને માટે રોકીશું તો તેબી ગનીમત છે. મોડેથાબી તેનું પરિણામ આવશેજ, જ્યારે જીગરથી ખુદાની યાદ અને ખુદાનું ધ્યાન કરવાને ઠેરાવ કરીએ છિયે ત્યારે તેજ મુજબ આપણી બનતી કોશેશોથી જીવવું પણ જોઇએ. એક વખત મક્કમ મન કીધું તો ખરી જીંદગી જીવવાંને કોઇબી અને ગમે એવી હાલતમાં કશાંબી બાધ આવતી નથી.

મુજ કમતરીનની આ નાની ચોપડી ખરી જીંદગી જીવવાને મદદ કરી ખુદા સાથે એક કરે એવી ખરાં જીગરની ખુદાને અરજ સાથ, આ નાની ચોપડી તે **મહાન દયાળુ પિતા દાદાર અહોરમજદને તેના** હજારો હજાર જીગરથી હેશાનો માની,

# તેનેજ ચર્ણે

ધરૂં છું.

# શાંતિ: શાંતિ: શાંતિ: